તદ્દન નવિન સુબોધદાયક કાવ્યોનો ભંડાર



# સંગીત સુબોધ સાગર.

## ભાગ પહેલો.

સંદેશો છે સર્વને, નિતીમાં છે માન,
તોફાનથી તરશો નહિ, રાખશો એટલું ધ્યાન;
દુનિયા દુઃખી થાય છે, ઉંધે રસ્તે જાય,
ફેશન ફજેતા કરે, સદાચારી સુખી થાય.

રચનાર તથા છપાવનાર:—

**શંકરલાલ પીતામ્બર વ્યાસ.**

લોઅર પરેલ, મગનબાગ, મુંબઈ અને અમદાવાદ.

સંવત ૧૯૭૬ ] સર્વ હક્ક સ્વાધીન છે. [ સને ૧૯૨૦.

**આવૃત્તી છઠ્ઠી. ]** **[ પ્રત ૧૦૦૦.**

**મુલ્ય એક આનો.**

**બીજો ભાગ અમારી પાસેથી મળશે.**

છાપનાર—શા. મગનલાલ જગજીવનદાસ. (૪૧૨–૭૬)
શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૪૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ, નં. ૩.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

## હે પ્રભુ ! યા મહાન ફોટોગ્રાફર ! દયા કરી પાપી કર્મથી બચાવી મારી હૃદયરૂપી છબી ઉત્તમ સદ્‌ગુણોથી ભર.

---

ત્રોટક છંદ અક્ષર બાર.

અહો દિનાનાથ તું એક દયાળુ, કૃપાવંત તું છે પરમ કૃપાળુ;
દયા કરીને મુજ બુદ્ધિ વધાર, હે પ્રભુ તું અમારી છબી સુધાર.
અક્કલ કેરો રંગ અંદર ભર, નિડર શુદ્ધ શાંત સ્વભાવ કર;
ખામી ન રાખીશ કળામાં લગાર, હે પ્રભુ તું અમારી છબી સુધાર.
સદ્‌ગુણની સદા કરજે વૃદ્ધિ, ઉત્તમ કોટીની દે પવિત્ર બુદ્ધિ;
ફોટોગ્રાફર તારો એક આધાર, હે પ્રભુ તું અમારી છબી સુધાર.
તોફાનથી તુરત બચાવી લેજે, શાંત સરલ તું સ્વભાવ કરજે;
બળ બુદ્ધિ બહુ વિનય વધાર, હે પ્રભુ તું અમારી છબી સુધાર.
સત્યતા હિંમત હમેશ વધાર, દુર્ગુણ ન દેખાય હવે લગાર;
આધાર તારો છે દિન દયાળ, હે પ્રભુ તું અમારી છબી સુધાર.

---

## જમાનાની બહાર ને અક્કલની આરસી.

(ચાબખો) રાગ.

જોઇ જોઇ જમાનાની બહાર પાર હું પામ્યો અપરંપાર;
દેશથી હું પરદેશ આવ્યો, ધન કમાવા સારૂ;
મગજ મારૂં ફરી ગયું, જોઇ મુંબઇનું બારૂં.
દેશમાં હું જ્યારે રહેતો, દેશી વેશે ફરતો;
મુંબઇમાં આવ્યો મની કમાયો, બાબુ થઇને ફરતો.

ફેશનેબલ થઇ ફરવાની, ધુન દિલમાં જાગી;
ચહા પીઉં ચેરમાં બેસું, હવા વિલાયતી લાગી.
ગમાર ફરતો હું ગામડીઓ ને, હવે થયો હું અપ ટુ ડેટ;
કોટ, પાટલુન, કોલર લગાવી, બન્યો વિલાયતી શેઠ.
ભાઇ ભાઇથી જ્યારે મળતો, રામ રામ સર્વને કહેતો;
રામ નામ હું ભુલી ગયો ને, ગુડ મોરનીંગ હવે કહેતો;
અપ ટુ ડેટ યુવાન બન્યો, પહેરૂં ઓલ ઇંગ્લીશ ડ્રેસ;
હેર કટીંગની અંદર બેસી, કપાવું વિલાયતી કેસ.
શરીર ન સુધર્યું મન ન સુધર્યું, હવે સુધારે શું થાય;
શંકર કહે નીતિ સુધારો, અખંડ આનંદ થાય.

---

## જમાનાની ચાબુખ.

રાગ ચાબખો.

સીટી સાહેબને બજાઇ, ચેતો ચેતો મેરે ભાઇ—ટેક
મોતકા વારા કબ આયેગા, ખબર કીસીકુ ન હોતી;
મીટ્ટીમેં મીલ જાયગા, રહેગી નારી રોતી—સીટી૦
પાપ પુન્ય બે ચીજો વિના, સાથ કછુ ન આવે;—સીટી૦
સમજુ જન સમજી જઇને, દિલ દયામાં લગાવે—સીટી૦
દો દિન રહેના દુનિયાપે, મત કીસીકુ દુખી કર;
ભક્તિ કરલે ભગવાનકી, યે તીજોરી તું તર કર—સીટી૦
ધન દોલત ઓર માલ ખજાના, સબ યહાંપર રહેગા;
બંદગી કર લે પ્યારે ખુદાકી, નિકર પછતાના ખુબ હોગા—સીટી૦

ગાડી આતી ઘટ બજાતા, ટીકીટ તુરત મીલતી;
જૈસા જીનકી પાસે દામ, વૈસા રવાના કરતી—સીટી૦
બુરા મત કર કીસીકા, યહ બાત ધ્યાનમે રખના;
જૈસા બીજ બાવોગે યાગે, એસા હોગા ચખના—સીટી૦
દો દિન રહેના દુનિયાપે, ભલા સબકા કર;
ભલાઈસે તેરા ભલા હોગા, નગર મોદા કર—સીટી૦

---

## કુદરતની કરામત ને નસીબનું નામ.

ગઝલ.

કુદરત તારી અજબ કળા, શું રા કરામત તુ કરે;
પળમે દુઃખી પળમે સુખી, પળમે તુ બાદશાહ કરે.
કો દુખીયા કો સુખીઆ, કોઈ ભટકતા તો ફીરે;
કોઇને રહેવા ઘર નહિ, કો' મહેલોમા લહેર કરે.
કો'દિ' બેસના ઘોડેપે, કોઇ દિન પેદલ ચલના;
કો'દિ' ખાના મેવા મીઠાઇ, કોઈ દિન ભુખે મરના
કો' બુદ્ધિ હીન કો' બળ હીન, કો' વિચિત્ર શોધો કરે;
શોધો કરે બહુ જાતની, દુનિયાને દિવાની કરે.
કો' સુખ દીયા ખુદાને, મઝાસે લહેરો કરતે;
કઇક દેખે એસે દુઃખી, હમેશ આગોમે જલતે.
ભુખે મરે વન વન ફીરે, પણ બંદગી ખુદાકી કરે;
ચલના નેકીકે રસ્તે, કો દિન બેડા પાર કરે.
સબ કરામત નેકીકી હે, નેકીસે કીસમત ખુલતા;
બુરાઇ મત કર તું કીસીસે, શંકર ઉપદેશ કરતા.

---

## કીસમત ખોલવાની કુંચી.

ગઝલ.

દુનિયા હૈં દુખકા સાગર, કોંન યારો તર શકે;
જો તર શકે દુનિયાસે, કુછ ને કુછ કર શકે.
ચિંતાકી આગો સળગે, ચિંતા નો સબકુ ખા ગઈ;
ચિંતાને ચિત્ત બીગાડ દીયા, દુનિયા સબ ખુવાર ભઇ.
ચિંતા સબકુ ખા ગઈ, ચિંતા સબકા પીર હૈ:
જો ચિંતાકુ ખા જાતા હૈ, વહ સચ્ચા શુરવીર હૈ.
સુખ મીલના મુસ્કેલ હૈ, દુખકા હૈ યહ દરિયા;
નેકીવાલોકું સુખ માલે, માલીકને રસ્તા કર દીયા.
માલીકકી મહેરબાની ભઇ, સબ કોઇ લહેરો કરતે;
માલીકકો જો ભુલ ગયે, દિન દિન દુખી હોત હે.
દુ:ખકા દરિયા હે યારો, નેકીકા નાવ ચલતા;
નેકીવાનો પાર ઉતરે, પામી અંદર ડુબતા.
કર ભલા હોગા ભલા, યહ દુનિયા દો દિન હે;
કર ભલા તુ ગરીબોંકા, યહ હમારી બીનતી હૈ.
કર ખુદાકી બંદગી, યહ હમારા પેગામ હૈ;
હિંદુ, મુસલમાન, પારસી, સબ ભાઈઓકુ સલામ હૈ.

---

સવૈયા.

જેટલા ભોગ ભોગવશો ભાઈ, તેટલા રોગ થાવાના;
કોઈ કહે પાણી મુંબઇનું રાશી, વળી રાશી છે હવા.
કહો તંદુરસ્ત કેમ રહેવું, શું કરવી અમારે દવા;
મુળ કારણ શું છે ભાઈ, તેને ભાગ્યે શોધવાના—જે૦

ચહા પીવાનો ચસકો લાગ્યો, કેમ કરીને તે ટેવ જાય;
લોહી ઉકાળે માંદો પાડે, પણ તેને તો નવ મુકાય;
બીડી ચહા જ્યાં સુધી પીશો, સીક હમેશા રહેવાના—જે૦
સોડા, લેમન, જીંજર ભાઇ, આનંદે આજે પીવાય.
શરાબ સત્યાનાશજ વાળે, પણ પીરે બહુ લોક દેખાય.
ચહા, કોકો, કોફી તણા, ટેસ્ટ તમે તો લેવાના—જે૦
સીનેમાનો શોખજ લાગ્યો, નાટક જોવા લાગ્યું મન;
ઉજાગરા આનંદે કરીને, ખરાબ કરવા માંડ્યું તન
બાવળના બીજ વાવીને, સ્વાદ કેરીનો ક્યાંથી ચાખવાના—જે૦
નીતી ઉપર ધ્યાન નહિ ને, પરનારીથી પ્રીતી થાય,
ઉંધે રસ્તે વિચરતાં ભાઇ, કેમ કુદરત કોપાયમાન ન થાય.
પરનારીથી પ્રીતી કરતા, ખરેખર પાયમાલ થવાના—જે૦
અતિ લહેજત જીભે લાગી, ટેસ્ટ પુરેપુરો લેવાય.
હોટલમાં આનંદે બેસીને, મનમાન્યું ભાઇ ખવાય.
જેટલો ટેસ્ટ કરશુ શંકર, તેટલા દુઃખી થવાના—જે૦
અતિ ગરમાગરમ મસાલાથી, પ્રથમ મન રંજન થાશે;
દુષ્ટ ગરમી ઉત્પન્ન કરીને, લોહીને ખરાબ કરશે.
જ્યાં સુધી વૈભવ ભોગવશો, ત્યાં સુધી દુઃખી રહેવાના.
જેટલા ભોગ ભોગવશો ભાઈ, તેટલા રોગ થવાના.

# પરમાત્માની કરામત–જેબી ગમત.

ખુબી દુનિયામાં ખુબ દીઠી ખરો સુખી કોઈ દેખાય,
દુઃખની ઝુમો જોવા જતાં ધ્રેરાશ્વર આજે દેખાય;
પરમાત્માની જ્યાં પરમકૃપા ત્યાં મહા આનંદ દેખાય,
અજબ કળા છે આ દુનીયાની નીરખી અમથી ન શકાય.

લક્ષાપતિને ઘેર દીકરા નહીં રોજ જોષ જોવડાવ્યા કરે,
ગરીબને ઘેર ચાર ચાર છોકરા પરાણે બીચારો પુરૂં કરે;
કોઇ ધનથી કો તનથી દુઃખી કોઈ મનથી દુઃખી દેખાય—અજબ

કંઇક જીંદગી સુધી વાંઢા બૈરીની માળા જપ્યા કરે,
કંઇકને સાધન એવા બુઢાપામાં બબે બૈરી કરે;
મોટરમાં બેસી લહેર ઉડાવે કોને પહેરવા જુતું ન દેખાય—અજબ

શેઠીઆને તો સલામો કરે ખુશામત તો ખુબ દેખાય,
ગરીબને ધપ્પેથી મારે જુવો જમાનો કેવો દેખાય;
સબધાના સહુ સગાં થાય તે ગરીબનો બનેવી ન કોઇ થાય—અજબ.

આંધળાને અક્કલ આપી જ્ઞાન અક્કલ ત્યાં દેખાય,
કાણીઓ કરોડ લક્ષણો બાંડાની શું વાતજ થાય;
દેખતાં છતાં કંઇક આંધળા પરનારીપર ફીદા થાય—અજબ

સંગીત સુબોધ સાગર ભાગ ત્રીજો તથા ચોથો છપાય છે. નિતિ, સદાચાર, તંનદુરસ્તી તથા ધન અને મનની દુનીઆમાં થતી ખરાબીનો આબેહુબ અહેવાલને મનુષ્યને સત્ય માર્ગે દોરનાર સાચો માબા સમાન છે.

---

## મસ્તાનોની મુલાકાત.

કોઈ મેટરીકસુધી ભણીને વીસ પચ્ચીસમાં નોકરી કરે,
ગુજરાતી ત્રણ ચોપડી ભણનારા સો સો રૂપીઆ કમાયા કરે;
નસીબનો ક્યાં દોષ કહાડવો દોષ કર્મનો તો દેખાય,
અજબ કળા છે આ દુનિયાની નીરખી અમથી ન શકાય.
કો દુધ પીઈ આનંદ કરે ને કોઇ દારૂમાં મગન થાય,
કો રંડી લાગે વહાલી કો લંગોટ પાકે રાજી થાય;
હરામનો પૈસો હરામ માર્ગે નેકીનો નેકી રસ્તે જાય—અજબ
કંઇક ગરીબ વિદ્યાર્થિને મદદ આપી દીલમાં તો આનંદ કરે,
કંઇક વેશ્યા રંડી ભાંડ ભવૈયાને ખવડાવી ખુશ કરે;
પેટે પૈસો ખવાય નહી ને પરનારી સબ હજમ કર જાય—અજબ
જુગાર રંડી શરાબમાંહી સર્વે ધન તો ચાલ્યું જાય,
ચહા કોકો કોફી સીગારેટમાં પૈસાની પાયમાલી થાય;
પઈ માટે પેટલાદ દોડે લાખોની પાયમાલી ન અટકાવાય—અજબ
નાટક જોવા નાણું મળે ને ત્યારે ખીસા તર દેખાય,
ગરીબ ઘર કેમ ચાલશે તેની ફીકર જરા ન થાય;
એક કુવામાં પડે તો સૌ કોઈ પડવા તૈયાર થાય—અજબ
કુદરત કહે નીતી ચાલવાથી નક્કી સુખ ભાઇ મળશે,
ગમે તેવાં દુઃખ હશે ભલે તે સઘળાં પળમાં ટળશે;
નર જો કરણી કરે તો નરનો નારાયણ થાય—અજબ

# દુનિયામાં મસ્તાન કોણ?

## લાવણી.

એક વખત આનંદની અંદર સર્વ લોકો બેઠા હતા;
કહો કોણ મસ્તાન યારો, એક બીજાને પુછતા હતા.
કોઇ કહે પાડો મસ્તાન, કોઇ કહે મસ્તાન હાથી;
કોઇ કહે પહેલવાન મસ્તાન, કોઈ કહે રાજાનો સાથી.
કોઇ કહે સાંઢ મસ્તાન, કોઇ કહે પાડો મસ્તાન;
કોઇ કહે ધનવાન મસ્તાન, જેને દુનિયામાં બહુ માન.
એટલામાં એક બોલી ઉઠયો, મસ્તાન યારો જુવાની;
તાબે રહે તો ઠીક છે યારો, નીકર કરે ઉંધી કુરબાની.
બાળપણામાં બુદ્ધિ ન હતી, જુવાની યારો કેર કરે;
થયો વિષયમાં જો આંધળો, પશુથી નીચ તો કર્મ કરે.
જુવાની વશમાં રહેવી મુસીબત, યારો જુવાની જુલમ કરે;
બુઢ્ઢાપણમાં ટાંટીયા ઢીલા, કયા બુઢ્ઢા તોફાન કરે.
જુવાની જીતી જેણે યારો, ગઢ મ્હોટો જીત્યો જાણો;
જુવાનીમાં બંદગી કીધી, સમજો મનુષ્ય તે છે શાણો.
એનાથી મસ્તાન સમજો નારી, ઉખડી તો કંઇક કંઇક કરે;
કુળમાં તો તે કલંક લગાવે, મસ્તાન થઇને મોજ કરે.
નકટી હોકર નાક કપાવે, કુત્તી માફક ઘર ઘર ફીરે;
વેશ્યા હોકર બજારમેં બેઠે, કયા અબ ઉનકુ દુનિયા કરે.
ઇન્સે મસ્તાન સંત સાધુ, જો ખુદાની બંદગી કરે;
દશ ઈંદ્રિઓકુ બસમેં કરકે, નેકીસે દુનિયામેં ફીરે.
સબ બસકરના સહેલ હે ભાઇ, મન બસ કરના મુશ્કેલ દેખાય;
મનકો જો બસ કર ડાલે ભાઇ, વહ સબસે મસ્તાન કહેવાય

---

## નોકરીના ઉમેદવાર નારણદાસ-ફીકશન.

### સવૈયા.

નારણદાસ કરી એક માસ્તર, મુંબઇ કમાવાને આવ્યા;
પચાસ રૂપિયા પોકેટ અંદર, ખર્ચી માટે સાથે લાવ્યા.
સેકન્ડ સ્ટેન્ડર્ડ સુધી ભણેલા, હર વાતમાં યસ નો કરતા;
પાડોશી કહે બી. એ. થયો એ, સર્વ એવું મનમાં વિચારતા.
એટલામાં પાડોશી પાસે આવી, નોકરી માટે માગણી કરી;
પાડોશીએ ઉખડેલો સમજી, મીઠી તેની મશ્કરી કરી.
ઑલ ડ્રેસ જો ઇંગ્લીશ રાખો, તો મુંબઈમાં ઝટ નોકરી મળશે;
કોટની કોઇપણ પહેડીમાં, તાબડતોબ પસંદગી કરશે.
પ્રથમ કૉલર ગળે લગાવ્યો, ચશ્મા આંખે દીધાં ચડાવી;
કોટ પાટલુન હેટ લગાવી, હોલ બુટ દીધાં અડાવી.
યુરોપી ફેશનના બાલ કપાવી, સુગંધી સેન્ટ દીધું ચોળી;
પાંથી ઘણી સરસ પાડી, માથું દીધું કૂકડ હોરી.
ખીસામાં વૉચ લગાવી, સ્ટીક ઝાલી સહેલ કરે;
ટાઈમ્સ ક્રોનીકલની અંદર, વૉન્ટેડ કોલમ વાંચ્યા કરે.
એક યુરોપીઅન પહેડી અંદર, સરવીસ કરવા દીલ થયું;
ખાલી જગ્યાનું કોલમ વાંચી, આવી પાડોશીને કહ્યું.
પાડોશી મશ્કરો હતો, માસ્તર જરાપણ ન ગભરાશો;
સવાલ પુછે જો સાહેબ તમને, યસ નો યસ નો કર્યા કરજો.
રૂઆબ તમારો આવો જોઈને, ઝટ તમને ખુરશી મળશે;
મુંબઈમાં છે દમના પૈસા, ઝટ તમને સરવીસ જડશે.
બીજે દિવસે કોટની પહેડીમાં, સરવીસ માટે શોધે ગયા;
ગુડ મોરનીંગ સર બોલીને, સલામ કરી ઉભા રહ્યા.

વાય ડીડ યુ કમ હીઅર, સાહેબે ઈન્કવાયરી કરી;
સરવીસ માટે આવ્યો છું સાહેબ, સાહેબે કહ્યું થોભો જરી.
ખુરશી ઉપર બેસાડયા ને, થોડી વારમાં સવાલ કીધો;
સમજ્યો નહીં જરા પણ, યસ બોલી ઉત્તર દીધો.
વોટ ઇઝ યોર કવોલીફીકેશન, વ્હેર ડુ યુ લીવ હીઅર;
કહ્યું યસ સર યસ સર માઇ ડીયર, આઈ એમ એ ગુડ ઉમેદવાર.
મગજ સાહેબનું શાંત ન હતું, આંખો દીધી ચડાવી;
યસ નો હર બાતમેં કરતા હૈ, લાફા બે દીધા લગાવી.
સાલે કુછ જાનતા નહીં હૈ ને, યસ નો યસ નો કયું કરતા હૈ;
પટાવાલા ઈન્કુ બહાર નીકાળો, યહ કયા બદમાશ મશ્કરી કરતા હૈ.
સીધો ત્યાંથી બહાર નીકળી, પોતાને મુકામે આવ્યો:
પાડોશીને જે વીતી હતી તે, બધી વાત કહેવા લાગ્યો
થર્ડ સ્ટેન્ડર્ડનો કોણ ભાવ પુછે, મેટરીક ભણેલા વખતે રખડે;
પુરો હોય જો ઇંગ્લીશનો અનુભવી, તેને તુરત નોકરી જડે.
માસ્તરે સમજી મુંબઈ છોડયું, સીધા પોતાને દેશ ગયા;
પચાસ રૂપીયા પાણી થયું ને, કંઈક વખત હેરાન થયા.
માટે ભણતર પાકુ ભણોને, જેથી ભાઈ દુઃખ જાય;
અધું ભણ્યા કામ ન આવે, અનુભવી કહેવત કહેવાય.

---

## સુધરેલી આ દુનિયામાંહી દેખાદેખી ચાલે છે.

સુધારાની બુમો બહુ પડે ને, ભાષણ ભપકાબંધી થાય;
અંદર સડો વધે દિવસે દિવસે, બહાર ટાપટીપ ખુબ દેખાય.
જમાનાની છે ભાઇ બલીહારી, આંખો મીંચી ચાલે છે—સુ૦

ઘરમાદામાં પણ ભરાય નહીં, ને નાટક જોવા આનંદે જવાય;
બૈરીને કહે કરકસર કર. ને ભણ હોટલમાં બેસી ખાય.
મોરીએ દાટા મારીને, બારણું ઉઘાડું રાખે છે—સુ૦
બહાર સુધારો બહુ વધ્યો, ને ભપકા તો ભારી દેખાય;
ઉપર ડ્રેસ ફેન્સી પહેરે, ને અંદર રોગો વધતા જાય.
શક્તિ નથી ને શરીર દુઃખે છે, ફરિયાદ રોજ ચાલે છે—સુ૦
શોભા ઘરમાં ખુબ વધારી. બીલોર ઠામોઠામ દેખાય;
લોખંડનો લાટ ભરાયો, ચીની ચલાણા વધતાં જાય.
પુરે તુટી બદામ ન આવે, પણ દેખાદેખી ચાલે છે—સુ૦
કુરાન, બાઇબલ ને ગીતા, શરાબ પીવાની બંધી કરે;
ધર્મને તો ધોઇ પીઇને, પીઠે આજ કંઈક લહેર કરે.
મનથી ખુબ મસ્તાન થઇને, મોજ મઝા ઉડાવે છે—સુ૦
દુધ ઘી પુરતું ખાવા ન મળે, ને સીગારેટ શોખે પીવાય;
ઘરની નારી ધાંટા પાડે, તો તેને ધમકાવવા જાય.
બહુ જો બોલે બિચારી, સોટી ઝડપ હાથમાં ઝાલે છે—સુ૦
તેજાનામાં તંબાકુ આવી, ઘરેણામાં આવ્યું ઘડીઆળ;
શોખમાં સરવીસ આવી, વરણાગીમાં આવ્યા વાળ.
ઉપર ભપકો દેખાય ભારી, ઘરમાં ઘંટડી વાગે છે—સુ૦
નારી સુધરી નવી રીતે, પ્રથમ પોલકું પહેરી રાજી થાય;
સાડી પહેરે બુટ અડાવે, રૂમાલ ઝાલી મન હરખાય.
બ્યુટીફુલ બનવા કાજે, પાઉડર ઉપર લગાવે છે—સુ૦
ઘાટી ઘરનાં વાસણ માંજે, બાઈ તો બેઠી બેઠી ખાય;
મુંબાઇ આવી બની શેઠાણી, હવે અમથી મેહનત નવ થાય.
ભીસતર પચાસ પગાર લાવે, બાઇ આનંદે ઉડાવે છે—સુ૦

ટેબલ ખુરશી ને કોચો, આજ ઘરમાં બીરાજે;
ફોનોગ્રાફ ફકકડ વાગે, તેની મજા મને બહુ લાગે.
ફુટયું એટલે કર્મ ફુટયું, માટી મુલ્ય વેચાયે છે-સુ૦
કથા કીરતન ગયું નાશી, દેવ દરશન દુર્લભ દેખાય;
સીનેમા જોવાને સર્વે, આનંદે તો ચાલ્યા જાય.
ઘેર ખાવાનું ગયું નાશી, હોટલમાં ધામધુમ ચાલે છે-સુ૦
શૉર્ટ સાઇટ જુવાનીમાં આવી, ચશ્મા આજે આંખે ચહડતા;
તંદુરસ્તી ગઈ ચાલી ને, મહિનામાં કંઇક વખત માંદા પડતા.
ડાકટર સાહેબને ઉપરા ઉપરી, બીલો આજે આપે છે-સુ૦
હજામ મોંઘો ધોબી મોંઘો, અન્ન કાપડ પણ મોંઘું થયું;
સસ્તાનો તો વખત ન રહ્યો, એ સર્વ તો ચાલી ગયું.
ધંધા ઉપર બહુ ધ્યાન નહીં ને, સરવીસ બહુધા ઝાલે છે-સુ૦
વિર્યરક્ષા ચાલી ગઇ ને, શૌર્ય તેની પાછળ ગયું;
બુદ્ધિ ગુમાવી બળ ગુમાવી, શુરાતન તેની પાછળ ગયું.
કટ્ટો દુસ્મન બાળ લગ્નનો, રિવાજ ધમધોકાર ચાલે છે-સુ૦

---

## બાબા સાહેબનું બેલેન્સશીટ યા મહીનાનું સરવાયું ફીકશન.

### સવૈયા.

બાબા સાહેબ કરી ગ્રહસ્થ, મુંબઇ નગરીમાં રહેતા હતા;
૧ પગાર રૂપીઆ પોણોસો, મહિને ખુશીથી કમાતા હતા.

પૈસો પાસે બચતો નહીં ને, દશ પંદર ઉપર દેવું થતું;
જેટલું કમાતા તેટલું બધું, મોજ શોખમાં ચાલ્યું જતું.
પ્રથમ મહિનો પુરો થયો ને, ભૈયો રૂમનું ભાડું લેવા આવ્યો;
બીલ આપી બાર રૂપીઆની, ઉઘરાણી કરવા લાગ્યો.
એટલામાં દુધવાળો આવ્યો, સાત રૂપીઆ હમકુ દેના;
મહિના અબતો હો ગયા, અમેરા ચુકાદા કરના.
વાસણ માંજનાર ઘાટી આવ્યો, દાદા અમાલા દેના;
મહિનો પૂરો થઈ ગયો, અતા દાદા કૃપા કરના.
દાણાવાળા દામોદરે, નાણાંની ઉઘરાણી કરી;
દાણાના દસ રૂપીઆ આપો, મહિનો થયો મહેરબાની કરી.

---

## ભારી ભપકાનો ભવાડો.

હોટલવાળો હીમતલાલ, કેમ બાબા સાહેબ મહેરબાની કરશો;
સતર રૂપીઆ ચહા પાણીના ચડડયા, બીલ કયારે ચુકવી દેશો.
ડાકટર દેવીદાસ કહેવા લાગ્યા, કેમ તબિયત હવે સારી થઈ;
બીલના રૂપીઆ બાર આપો, પહેલી તારીખ થઇ ગઈ.
બાર રૂપીઆ ભાડામાં ગયા, ને સાત દુધમાં દીધા;
દશ દાણાવાળાને આપ્યા, ચાર ઘાટીને ચુકવી દીધા.
સતર ચા પાણીમાં ગયા ને, બાર ડાકટરના બીલે લીધા;
જોત જોતામાં બાસઠ રૂપીઆ, બાબા સાહેબે ચુકવી દીધા.
ત્રણ કોલસાવાળાને આપ્યા, બે બાલ કાપવામાં ગયા;
સેન્ટ લવન્ડર સાત આપ્યા, ચુમોતેર ચાલ્યા ગયા.
એક રૂપીઓ સીલકમાં રહ્યો, ને કાપડવાળે ઉઘરાણી કરી;
આવતે પગારે તમને મળશે, ધીરજ રાખજો મનમાં ધરી.

બાબાસાહેબ વિચાર કરવા લાગ્યા, વોશીંગ કંપનીમાં શું આપીશું;
શાક મશાલો તેલ મીઠું, હવે શેમાંથી લાવીશું.
પોકેટ ખરચ માટે પાઈ ન રહી. પસ્તાવો કરવા લાગ્યા;
તીલાંજલી આપી સર્વ શોખને, સાદું જીવન ગાળવા લાગ્યા
સર્વ શોખ તજી દીધો ત્યારે, તન મન ધનથી સુખી થયા;
બે વરસમાં બાબા સાહેબ પાસે, રૂપીઆ આઠસો ભેગા થયા.
સાદું જીવન સાચો દોસ્ત, કરકસર બીજો ભાઇ કહેવાય;
ખુદાની જો બંદગી કરે, અખંડ આનંદ દિલમાં થાય.

---

## જીભમાં ઝહેર જીભમાં અમૃત.

જીભે વ્યાપે જોર જીભ આગ લગાવે,
જીભે વ્યાપે જોર પેટ ભરી જુતાં ખવડાવે,
જીભે વ્યાપે જોર દુશ્મની દુનિયામાં ઉભી થાતી,
જીભે વ્યાપે જોર નારી નફટ ગણાતી,
જીભ બુરી તે ભાઇ દુઃખ અત્યંત ઉભાં થાય છે,
**સુતા હોય જે દુશ્મનો પાછા જાગૃત થાય છે.**

---

જીભે વ્યાપે મીઠાશ દુશ્મનથી દોસ્તી થાતી,
જીભે વ્યાપે મીઠાશ થાય દુનિયામાં પ્રખ્યાતી,
જીભે વ્યાપે મીઠાશ વૈરી મીત્રની ગરજ સારે,
જીભે વ્યાપે મીઠાશ કરે મનુષ્ય જે ધારે,
જીભમાં અમૃત જીભમાં ઝહેર ચોખું દેખાય છે,
**ઉપ્યોગ જેવો આવડે તેવો ઘઉંનો પદાર્થ થાય છે.**

---

# અમારા શહેનશાહ જ્યોર્જ ઘણું જીવો.

## ત્રોટક છંદ અક્ષર બાર.

અમ અંગ્રેજ સરકાર છે સારી,
માટે માલીકની મદદ છે ભારી;
રાજ્ય સરસ નિતીથી ચલાવે છે.
સર્વ આનંદથી આશિષ આપે છે.
હે ભગવત તુજ કળા છે ન્યારી,
ન વીસરાય તેવી રચના તારી;
શા અખંડ સૂર્ય ચંદ્રના પ્રકાશ,
**હરી** નિતીવાન ન થાય નિરાશ.
જ્યોરજ રાજા તમે ઘણું જીવો,
યોગીસમ પ્રગટાવો ન્યાય દીવો;
રજનીન પ્રકાશે તમ રાજ્ય મહી,
જય થાશે જરૂર પ્રભુને તહી.
ઘણા આવી ને ઘણા ચાલી ગયા;
શું કહ શું સાથે તેઓ લઇ ગયા;
જીવ પુન્ય કે પાપ સાથે આવે છે,
વોહ સંદેશા એસ. પી. કહાવે છે.

---

છપાય છે ભાગ ત્રીજો તથા ચોથો નવિન કાવ્યનો ભંડાર.

**વાંચનારનું ભલું થાઓ.**